# નારીદર્પણમાં નીતિવાક્ય

## ભાગ ૧ લો.

સરળ ભાષામાં

## જૈન કન્યાશાળા અને પતિવ્રતા સ્ત્રીઓ માટે


લખનાર તથા પ્રસિદ્ધ કરનારઃ-

**સૌભાગ્યવંતી બાઈ રંભા રામજી.**

ભાવનગર.



પ્રથમાવૃત્તિ ) ( પ્રત ૧૦૦૦

અમદાવાદ.

" ભારતબંધુ પ્રિન્ટિંગ વર્કસ " માં

શાહ વાડીલાલ મોતીલાલે છાપ્યું.

સંવત ૧૯૬૮ સને ૧૯૧

કિંમત બે આના.

# પ્રસ્તાવના.

આ નાનું પુસ્તક લખનારી કાંઇ મોટી પંડીતા નથી; પરન્તુ દરેક મનુષ્ય પોતાની પાસે જે થોડું કે વિશેષ જ્ઞાન કે ધન પામ્યો હોય તે પોતાથી ઉતરતી સ્થિતિના જીવોને આપીને તેની સેવા બજાવવી એજ પરમપવિત્ર ફરજ છે, એમ માની મારી અલ્પબુદ્ધિ પ્રમાણે આ પુસ્તકમાં મેં સાંભળેલી—અનુભવેલી--વિચારેલી શિખામણો સંગ્રહી મારી બ્હેનોની સેવામાં મુકી છે. આશા છે કે વિદ્વાનો, ગામડીઆ જ્ઞાનવાળી આ સ્ત્રીલેખકના ભાગ્યા-તૂટયા પ્રયાસની હાંસી ન કરતાં ભૂલચૂક બતાવી તેને સુધારવાની સલાહ આપશે અને બીજા ભાગ માટે પણ બનતી મદદ પોતાની વિદ્વત્તા વડે આપશે.

આર્યાવર્તની જૈન મહીલાઓ અને એકંદર સ્ત્રીઓ શીલવતી, ટેકવાળી, પતિપરાયણ, સુઘડ, સુવિચારવાળી, ઉદ્યમી, આરોગ્યવતી, કુટુંબપ્રેમી, વિશાળ દીલવાળી અને ધર્મપરાયણ થાઓ, એજ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના !

રંભા.

# જાહેર ખબર.

આ "નારીદર્પણમાં નિતિવાક્ય, ભાગ ૧ લો" શ્રી જૈન કન્યાશાળા, જૈન શ્રાવિકા-શાળા ને ગુજરાતી કન્યાશાળામાં અભ્યાસ કરનારી મારી બ્હેનોને, તથા તેમના શિક્ષકોને, તથા પતિવ્રતને ચાહનારી માતાઓને ભેટ તરીકે આપવામાં આવશે. જોઇએ તો ટપાલ ખર્ચ માટે બે પૈસાવાળી ટીકીટ "શાહ લાલચંદ ત્રિભુવન, કાપડબજાર, મુ. ભાવનગર" એ શીરનામે બીડી, પુસ્તક મંગાવી લેવું. પત્રવ્યવહાર તેજ શિરનામે કરવો.

લી૦

સૌ૦ રંભા રામજી.

# નારીદર્પણમાંનીતિવાક્ય, ભાગ ૧ લો.

## પાઠ ૧—નીતિમય શબ્દો.

૧ નીતિનું મૂળ ધર્મ.
૨ ધર્મનું મૂળ દયા.
૩ દયાનું મૂળ વિનય.
૪ વિનયનું મૂળ વિવેક.
૫ વિવેકનું મૂળ વનો.
૬ વનાનું મૂળ મર્યાદા.

## પાઠ ૨—ધર્મ.

૧ નીતિ પાળે તે ધર્મ.
૨ સત્ય સાચવે તે ધર્મ.
૩ શિયલ પાળે તે ધર્મ.
૪ સુકૃત્ય કરે તે ધર્મ.
૫ પતિવ્રત પાળે તે ધર્મ.
૬ વિનય સાચવે તે ધર્મ.
૭ અનુકંપા લાવે તે ધર્મ.
૮ પ્રભુપ્રાર્થના કરે તે ધર્મ.

## પાઠ ૩—દયા.

૧ આત્માની દયા ચિન્તવે તે દયા.
૨ પર ઉપકાર કરવો તે દયા.
૩ સર્વ જીવ સરખા ગણવા તે દયા.
૪ દુઃખી ઉપર અનુકંપા લાવવી તે દયા.
૫ નાનેરાની સરભરા કરવી તે દયા.
૬ આત્માને કર્મથી બચાવવો તે દયા.

## પાઠ ૪—વિનય.

૧ દેવનો વિનય કરવો.
૨ ગુરૂનો વિનય કરવો.
૩ ધર્મનો વિનય કરવો.
૪ પુસ્તકનો વિનય કરવો.
૫ માબાપનો વિનય કરવો.
૬ સાસુ સસરાનો વિનય કરવો.
૭ ગુણીજનનો વિનય કરવો.
૮ વડેરાનો વિનય કરવો.

## પાઠ ૫—વિવેક.

૧ વિવેકથી વર્તવું.
૨ વિવેકથી ચાલવું.
૩ વિવેકથી કામ કરવું.
૪ વિવેકથી બોલવું.
૫ વિવેકથી બોલાવવું.
૬ વિવેકથી સારી પંક્તિ મળે.

## પાઠ ૬—વનો.

૧ વનો વેરીને વશ કરે.
૨ વનો એ જ વશીકરણ.
૩ વનાથી જ માન વધે.
૪ વનાથી જ સર્વ વશ થાય.
૫ વનો બે ભાગ માગે.
૬ વનાથી જ કામ ધાર્યું થાય.

## પાઠ ૭-મર્યાદા.

૧ મર્યાદાથી બોલવું ચાલવું.
૨ મર્યાદાથી ખાવું પીવું.
૩ મર્યાદાથી પહેરવું ઓઢવું.
૪ મર્યાદાથી સુવું બેસવું.
૫ મર્યાદાથી કામકાજ કરવું.
૬ મર્યાદા મોટા નાનાની રાખવી.

## પાઠ ૮—દાન.

૧ દાન દેવાથી મુક્તિ મળે.
૨ દાન દેવાથી લક્ષ્મી મળે.
૩ દાન દેવાથી પૂર્ણ સુખ મળે.
૪ દાન દેવાથી કીર્તિ વધે.
૫ દાન દેવાથી પાપ કર્મ ખપે.
૬ એક હાથે દ્યો, બીજે હાથે લ્યો.

## પાઠ ૯—સત્ય.

૧ સત્યથી વહેવાર ચાલે.
૨ સત્યથી મોટાઈ મળે.
૩ સત્યથી આબરૂ વધે.
૪ સત્યમાં જ દોલત છે.
૫ દુનીઆ સત્યના આધારે ટકી છે.
૬ સત્ય વગરનો પ્રાણીઓ, હાટ વગરનો વાણીઓ.

## પાઠ ૧૦—મોક્ષ.

૧ વિનયથી વિદ્યા આવે છે.
૨ વિદ્યાથી પાત્ર-પણું આવે છે.
૩ પાત્રપણાથી ધન આવે છે.
૪ ધનથી પુન્ય થાય છે.
૫ પુન્યથી મોક્ષ નજીક આવે છે.
૬ મોક્ષથી જન્મનો અંત આવે છે.

## પાઠ ૧૧-માન (આબરૂ)

૧ માન આપ્યે માન મળે.
૨ સંપી ચાલ્યે માન મળે.
૩ પ્રમાણિકપણે માન મળે.
૪ નમ્ર સ્વભાવે માન મળે.
૫ ટેક સાચવ્યે માન મળે.
૬ માન માગનારથી માન વેગળું.

## પાઠ ૧૨—સંતોષ.

૧ સંતોષ રાખવો.
૨ સંતોષી તે સદા સુખી.
૩ સંતોષ જેવો બીજો તપ નથી.
૪ સંતોષ જેવો બીજો ધર્મ નથી.
૫ સંતોષીને ઝાઝું સુખ.
૬ સંતોષીને ઝાઝું માન.

## પાઠ ૧૩—હરણ.

૧ ઘડપણ રૂપનું હરણ કરે છે.
૨ આશા ધૈર્યનું હરણ કરે છે.
૩ મૃત્યુ માણસનું હરણ કરે છે.
૪ ક્રોધ લક્ષ્મીનું હરણ કરે છે.
૫ કામાંધતા લજ્જાનું હરણ કરે છે.
૬ માન જ્ઞાનનું હરણ કરે છે.
૭ માયા સત્યનું હરણ કરે છે.
૮ લોભ યશનું હરણ કરે છે.

## પાઠ ૧૪—વિદ્યા, ભાગ ૧ લો.

૧ વિદ્યા કલ્પવૃક્ષ સમાન છે.
૨ વિદ્યા સુખને આપનારી છે.
૩ વિદ્યા બંધુ સમાન મદદવાળી છે.
૪ વિદ્યા પરમ દૈવત વાળી છે.
૫ વિદ્યા ઇચ્છીત ફળ વાળી છે.
૬ વિદ્યા કુળનો મહિમા ધરનારની છે.
૭ વિદ્યા માન અપાવવા વાળી છે.
૮ વિદ્યા રક્ષા કરવા વાળી છે.
૯ વિદ્યા લક્ષ્મી વધારવા વાળી છે.
૧૦ વિદ્યા હેતમાં જોડવા વાળી છે.

## પાઠ ૧૫—વિદ્યા, ભાગ ૨ જો.

૧ વિદ્યા આનંદ પમાડવા વાળી છે..
૬ વિદ્યા આંધળાને આંખ રૂપ છે.

૨ વિદ્યા કીર્તિ ફેલાવવા વાળી છે.
૩ વિદ્યા મુસાફરને વેળાવા સમાન છે.
૪ વિદ્યા રાજ્યમાં પૂજાય છે.
૫ વિદ્યાવાન આયુષવાન છે.
૭ વિદ્યા બહેરાને કાન રૂપ છે.
૮ વિદ્યા મુંગાને વાચા રૂપ છે.
૯ વિદ્યા આંગળાને જેષ્ટીકા રૂપ છે.
૧૦ વિદ્યા કામધેનુ ગાય સમાન છે.

## પાઠ ૧૬—વરની વ્યાખ્યા.

૧ વર કહેતાં, જેની સાથે લગ્ન થયું હોય તે તેનો વર.
૨ ધણી કહેતાં, શરીરનો માલિક.
૩ સ્વામીનાથ કહેતાં, પ્રભુ જેટલા વ્હાલા નાથ.
૪ શીરછત્ર કહેતાં, માથાના છત્ર.
૫ પ્રાણનાથ કહેતાં, પ્રાણના રક્ષક.
૬ ભરથાર કહેતાં, ભરણપોષણ કરનાર.
૭ પ્રાણેશ્વર કહેતાં, પ્રાણના માલીક.
૮ પ્રિતમનાથ કહેતાં, સર્વથી વ્હાલા નાથ.
૯ પતિ કહેતાં, પત રાખવાતુલ્ય.
૧૦ કંથ કહેતાં, કંઠના આભરણ.

## પાઠ ૧૭—ધણી પ્રત્યે વર્તન, ભાગ ૧ લો.

૧ ધણીના માનીતા થવું.
૨ ધણીના ઓસીઆળા થવું.
૩ ધણીની ચોરીથી ચાલવું નહીં.
૪ ધણીના છાંદે ચાલવું નહીં.
૫ ધણીની પાસે જુઠું બોલવું નહીં.
૬ ધણીના ઉપર હેત રાખવું.
૭ ધણીનું ધાર્યું કરવું.
૮ ધણીના હુકમને તાબે થવું.

## પાઠ ૧૮—ધણી પ્રત્યે વર્તન, ભાગ ૨ જો.

૧ ધણીની ચોરી કરવી નહીં.
૨ ધણીથી ચોરી રાખવી નહીં.
૩ ધણી પાળે તે ધર્મને માન આપવું.
૪ ધણીના પૈસા બરબાદ કરવા નહીં.
૬ ધણીને જમાડીને જમવું.
૭ ધણી સુતા પહેલાં સુવું નહીં.
૮ ધણીના ઉઠ્યા પહેલાં ને વ્હેલાં ઉઠવું.
૯ ધણીને હરઘડી પ્રસન્ન રાખવો.

## પાઠ ૧૯—સ્ત્રીનાં જૂદાં જૂદાં નામો.

૧ ઘરમાં સર્વેને વ્હાલી લાગે તે વહુ.
૨ પ્રીતમ ઉપર પ્રિતિ રાખે તે પ્રેમદા.
૩ ઘરનું કામ કરે તે કામની.
૪ ધણીનું માન વધારે તે માનની.
૫ શાનનું ભાન રાખે તે ભામની.
૬ વનો કરે તે વનિતા.
૭ સમદૃષ્ટી રાખે તે શ્રાવિકા.
૮ માન ખાટે તે મહિલા.

## પાઠ ૨૦—સ્ત્રીની સુઘડતા.

૧ ઘરની ચીજ સંભાળી રાખે.
૨ ઘરનાં વાસણ ચોખ્ખાં રાખે.
૩ ઘરનું કામકાજ નિયમસર કરે.
૪ શરીર હમેશાં સ્વચ્છ રાખે.
૫ રાત્રે વહેલી સુઈ રહે.
૬ પ્રભાતે વ્હેલી ઉઠે.
૭ હમેશાં દાતણ કરે.
૮ ગોબરાઇથી દુર રહે.

## પાઠ ૨૧—નવરાસ.

૧ નવરા બેસી રહેવું નહીં.
૨ સઘળા બીગાડનું મૂળ તે નવરાશ.
૩ રોગ માત્રનું મૂળ તે નવરાશ કે પ્રમાદ.
૪ નવરાશમાં પુસ્તક વાંચવું.
૫ નવરાસમાં નવું શીખવું.
૬ નવરાશમાં કામકાજ કરવું.
૭ નવરાશમાં શીખેલું સંભાળવું.
૮ નવરાશમાં ઉદ્યોગ કરવો.

## પાઠ ૨૨—સ્ત્રીનાં કિમતી અલંકાર.

૧ સોનાથી શીખામણની બક્ષીસ કિમતી. ૫ વસ્ત્રથી શીલ કિમતી.
૨ ઘરાણાગાંઠાથી સદ્‌ગુણ કિમતી. ૬ દોલતથી તનદુરસ્તી કિમતી.
૩ ખાવાપીવાથી આવડત કિમતી. ૭ કંચનથી કીર્તિ કિમતી.
૪ મોજશોખથી સુઘડતા કિમતી. ૮ વિકારી થવાથી વિચારી થવું કિમતી.

## પાઠ ૨૩—સ્ત્રી સુખી.

૧ માબાપની આજ્ઞા પાળે તે સુખી. ૬ ધર્માચરણમાં રહે તે સુખી.
૨ સાસુ સસરાનો સત્કાર કરે તે સુખી. ૭ મિતાહાર કરે તે સુખી.
૩ ગુણીજનનું બહુમાન કરે તે સુખી. ૮ ઉપાધિ થોડી રાખે તે સુખી.
૪ ગુરૂનો ઉપકાર માને તે સુખી. ૯ રાચરચીલું થોડું રાખે તે સુખી.
૫ પતિને પ્રભુ તુલ્ય ગણે તે સુખી. ૧૦ સંતોષ રાખે તે બહુ સુખી.

## પાઠ ૨૪—મહેનત કરો.

૧ જ્ઞાન જોઇએ તો મહેનત કરો. ૪ સુખ જોઇએ તો મહેનત કરો.
૨ ખોરાક જોઇએ તો મહેનત કરો. ૫ આબરૂ જોઇએ તો મહેનત કરો.
૩ પૈસા જોઇએ તો મહેનત કરો. ૬ તનદુરસ્તી જોઇએ તો મહેનત કરો.

## પાઠ ૨૫—નાશકારક.

૧ આળસ સુખનો નાશ કરે છે. ૪ મિતાહાર રોગનો નાશ કરે છે.
૨ કુસંપ લક્ષ્મીનો નાશ કરે છે. ૫ સરલતા શત્રુતાનો નાશ કરે છે.
૩ લડાઈ જાનમાલનો નાશ કરે છે. ૬ પુન્ય, પાપનો નાશ કરે છે.

## પાઠ ૨૬—પતિવ્રતાનાં અલંકાર.

૧ શીયલ રૂપ સાડી પહેરો. ૪ સૌભાગ્ય કંકણ રૂપ પતિસેવા ધારણ કરો.
૨ લજ્જા રૂપ ચોળી પહેરો. ૫ કીર્તિ રૂપ કંચવો પહેરો.
૩ પાતિવ્રત્ય રૂપ ચાંદલો કરો.

## પાઠ ૨૭—પતિવ્રતાને પ્યારૂં.

૧ દયા પ્યારી તે પતિવ્રતા. ૪ વહેવાર પ્યારો તે પતિવ્રતા.
૨ પતિ પ્યારા તે પતિવ્રતા. ૫ ધર્મ પ્યારો તે પતિવ્રતા.
૩ કુટુંબ પ્યારૂં તે પતિવ્રતા. ૬ દાન પ્યારૂં તે પતિવ્રતા.

## પાઠ ૨૮-સાસરે વર્તણુક.

૧ સાસરામાં સર્વેને માનથી બોલાવવાં. ૪ સાસરેથી રજા વિના બ્હાર જવું નહીં.
૨ સાસરામાં ઠપકો સહન કરવો. ૫ સાસરાના ઘરનો મોભ્ભો સાચવવો.
૩ સાસરામાં કટુ વચન સહન કરવાં. ૬ સાસરે સર્વથી હળીમળી ચાલવું.

## પાઠ ૨૯-સમાન ગણવા.

૧ સાસુસસરા માતપિતા સમાન ગણવાં. ૪ મોટી નણંદને બ્હેન સમાન ગણવી.
૨ જેઠજેઠાણીને સાસુસસરા સમાન માનો. ૫ નાની નણંદને દીકરી સમાન ગણવી.
૩ દેરદેરાણીને ભાઇબ્હેન સમાન ગણવાં. ૬ નાના દીયરને પુત્ર સમાન ગણવો.

## પાઠ ૩૦–પતિવ્રતાએ કેમ ચાલવું ?

૧ લટકતી ચાલે ચાલવું નહીં.
૨ ચટકતી ચાલે ચાલવું નહીં.
૩ અક્કડ થઇને ચાલવું નહીં.
૪ ઉંચી નજરે ઉતાવળું ચાલવું નહીં.
૫ ત્રાસી આંખે જોઇ ચાલવું નહીં.
૬ ઉંટની પેઠે ઉતાવળુ ચાલવું નહી.

## પાઠ ૩૧–ગરીબાઈ.

૧ ગરીબના સામું જોઈ વર્તવું.
૨ આપણે ગરીબ છીએ તેમ માનવું.
૩ આપણાથી ગરીબ હોય તેના સામી નજર કરી ચાલવું.
૪ ગરીબાઇ આવશે તેનો વિચાર કરવો.
૫ ગરીબના ઘર સામી નજર કરવી.
૬ ગરીબના ઘરની ચીજો જોવી.
૭ ગરીબનાં ઘરાણાં સામું જોવું.
૮ ગરીબની સર્વે ચીજ જોવી.
૯ ગરીબાઇથી શરમાવું નહીં.
૧૦ ગરીબાઇ છતાં શ્રીમંતાઇનો ફાંકો કરવો નહીં.
૧૨ ગરીબાઇને લાયક હોય તેને જ ગરીબાઇ મળે છે.

## પાઠ ૩૨–સ્ત્રીએ કેવું મન રાખવું ?

૧ કોઇને જમતા ભાળી મન ન કરવું.
૨ કોઇનું લુગડું ભાળી મન ન કરવું.
૩ કોઇનું ઘરાણું ભાળી મન ન કરવું.
૪ કોઇની જણસ ભાવ ભાળી મન ન કરવું.
૫ ટુંકું મન રાખવું નહીં.
૬ મોટા મન વાળા થવું.
૭ સંતોષ રાખી મનને વાળવું.
૮ ઉદાર મન રાખવું.

## પાઠ ૩૩—પતિવ્રતાનાં વિવિધ રૂપ.

૧ પતિના કાર્ય વખતે મંત્રી માફક વર્તે.
૨ પતિની સેવા વખતે દાસી માફક વર્તે.
૩ પતિના ભોજન વખતે માતા માફક વર્તે
૫ પતિના શયન સમયે રંભા માફક વર્તે
૫ પતિના ધાર્મિક કાર્યમાં જોગણની જેમ વર્તે.
૬ પતિની કુમતિ સમે પૃથ્વી સમાન વર્તે

## પાઠ ૩૪–પતિવ્રતાનું બોલવું.

૧ અતિ છુટથી બોલે નહીં.
૨ અતિ હાસ્ય–મશ્કરી કરે નહીં.
૩ પરપુરૂષ સાથે વાર્તા કરે નહીં.
૪ પરપુરૂષ સાથે વિનોદ કરે નહી.
૬ હલકી વાતમાં પડે નહીં.
૭ મર્યાદાપૂર્વક વર્તે.
૮ પરપુરૂષ સાથે એકાંત કરે નહીં.
૯ પરપુરૂષ સાથે એક આસને બેસે નહીં.

## પાઠ ૩૫—પતિવ્રતાને પતિનું સ્મરણ, ભાગ ૧ લો.

૧ એક પતિનુંજ ધ્યાન ધરવું.
૨ સર્વ સુખની આશા પતિમાંજ સ્થાપવી.
૩ આખા જગતને પતિમય જ નીરખવું.
૪ પતિના સુખે સુખ માનવું.
૫ પતિના દુઃખે દુઃખ માનવું.
૬ પતિને દેખી મનમાં અતિ પ્રમોદ આણવો.

## પાઠ ૩૬—પતિવૃતાને પતિનું સ્મરણ, ભાગ ૨ જો.

૧ પતિ તુલ્ય સૃષ્ટીમાં કોઇજ નથી તેમ માનવું.
૨ પતિનું ત્રીકાળ રટણ કરવું.
૩ પતિ વિના સૃષ્ટિ અંધકારમય જાણવી.
૪ પતિની દૃષ્ટિ તે દૃષ્ટિ પોતાની માનવી.
૫ પતિને પોતાના તન-મન--ધન જાણવા.
૬ પતિની આજ્ઞા તે રાજાની આજ્ઞા માનો.

## પાઠ ૩૭—સ્ત્રીનાં વસ્ત્રાભૂષણ.

૧ લુગડાં ચોખ્ખાં રાખવાં.
૨ લુગડું શોભતું પહેરવું.
૩ લુગડું સ્થિતિ પ્રમાણે પહેરવું.
૪ લુગડું અતિ બારીક ન પહેરવું.
૫ લુગડું ફાટેલું પહેરવું નહીં.
૬ લુગડું આછકલું પહેરવું નહીં.
૭ ઘરાણું શોભતું પહેરવું.
૮ ઘરાણું સંપત પ્રમાણે કરાવવું.

## પાઠ ૩૮—ફજુલ ખર્ચ.

૧ ફજુલ અથવા નિરૂપયોગી ખર્ચ કરવો નહીં.
૨ નિરૂપયોગી ખર્ચ કરાવવો નહીં.
૩ ખર્ચમાં કોઈ સ્ત્રીનો વાદ કરવો નહીં.
૪ ઉડાઉ થાય તેનું છાપરૂં ઉડે.
૫ સંપત્તિનો દુરૂપયોગ કરવો નહીં

## પાઠ ૩૯—ભાગ્યોદય.

૧ ભાગ્યોદયનું ખાવું-પીવું છે.
૨ ભાગ્યોદયનું ઓઢવું—પહેરવું છે.
૩ ભાગ્યોદય પ્રમાણે મળે તેમાં સંતોષ માનો.
૪ 'ભાગ્ય' આપણે જ રચેલું છે.

## પાઠ ૪૦—સ્ત્રીએ કેવા ન થવું ?

૧ લટકાળા ન થવું.
૨ ચટકાળા ન થવું.
૩ તોછડા ન થવું.
૪ ઉદ્ધત ન થવું.
૫ પ્રમાદી ન થવું.
૬ ગુણચોર ન થવું.

## પાઠ ૪૧—સ્ત્રીએ કાર્યને અંગે કેમ બોલવું ?

૧ સત્કારપૂર્વક બોલવું.
૨ સાચું, હિતકારી અને નિંદા વગરનું વચન બોલવું.
૩ સર્વને મીઠું લાગે તેમ બોલવું.
૪ જરૂર જેટલું અને વિચારીને બોલવું.
૫ મર્યાદા જાળવીને બોલવું.
૬ ધીમે સાદે બોલવું.
૭ બોલોછો કે બોળોછો તે વિચારજો.
૮ બોલતાં બોલતાં હસવું નહિ.
૯ 'કરીશ'ને બદલે 'કરૂંછું' એમ બોલવું.

## પાઠ ૪૨—સમય વિચારી બોલવું.

૧ સમય વિચારી બોલવું.
૨ સત્ય હોય તે પણ પ્રિય શબ્દોમાં બોલવું.
૩ જુઠ બોલવા કરતાં અબોલ રહેવું ઉત્તમ.
૪ પ્રિય વચન પણ ધર્મયુક્ત જ બોલવું.

## પાઠ ૪૩--કેવું બોલવું નહીં ?

૧ 'નહીં કરૂં' એમ વડીલો પ્રત્યે બોલવું નહીં.
૨ 'અવાય છે' એવો શબ્દ બોલવો નહીં
૩ જુઠા શબ્દો બોલવા નહીં.
૪ કડવું વેણ બોલવું નહી.
૫ કુથલી કે ચેષ્ટા ભર્યું વાકય બોલવું નહીં.
૬ કોઇને દુઃખ ઉપજે તેમ બોલવું નહીં.
૭ તોછડાઇએ કોઇને બોલાવવું નહીં.

## પાઠ ૪૪—સ્ત્રીએ કામ કેમ કરવું ?

૧ કામકાજ રૂડી રીતે કરવું.
૨ કામકાજ હોંસથી કરવું.
૩ કામકાજ કાળજીથી કરવું.
૪ કામ સુઘડતાઇથી કરવું.
૫ કામ કર્યું તેણે કામણ કર્યું.
૬ કામકાજ એ નીતિ અને શીલનો રક્ષક છે.

## પાઠ ૪૫—સદ્‌ગુણી સ્ત્રી.

૧ સુખમાં બ્હેકી જાય નહીં.
૨ દુઃખમાં ગભરાય નહીં.
૩ બીજાનું દુઃખ જોઇ રાજી થાય નહીં.
૪ પુન્ય કરી ફુલાય નહીં,
૫ પુન્ય કરી ઉદાશી થાય નહીં.
૬ પરઉપકાર કરી પસ્તાય નહીં.
૭ પુન્ય કરી પસ્તાય નહીં.
૮ અનીતિ કરી રાજી થાય નહીં.
૯ ઇન્દ્રિયોને લગતાં સુખોમાં મશગુલ રહે નહીં.

## પાઠ ૪૬—સુલક્ષણી સ્ત્રી.

૧ કોઇને અપ્રીતિથી બોલાવતી નથી.
૨ કોઇની સાથે વેર કરતી નથી.
૩ કોઇને અપ્રિય લાગતી નથી.
૪ કોઇનું અમંગળ ઇચ્છતી નથી.
૫ કોઇનું બુરૂં જોઇ રાજી થતી નથી.
૬ કોઇની સાથે અસત્ય ભાષણ કરતી નથી.

## પાઠ ૪૭—સ્ત્રી ક્યારે શોભે ?

૧ સ્ત્રી પતિવ્રતા શોભે.
૨ સ્ત્રી શીયલવંતી શોભે.
૩ સ્ત્રી સાસરે શોભે.
૪ સ્ત્રી પવિત્ર તે આંગણે શોભે.
૫ સ્ત્રી પતિ પાસ શોભે.
૬ સ્ત્રી વંશવેલડી શોભે.

## પાઠ ૪૮—સ્ત્રીનું કાર્ય.

૧ સ્ત્રીને ડહાપણ તે શણગાર.
૨ સ્ત્રીને મલાજો તે હથિઆર.
૩ સ્ત્રીનો મિઠો સ્વભાવ તે માતબર.
૪ સુઘડે સ્વચ્છતા રાખવી.
૫ શાણીએ ક્ષણે ક્ષણે વિદ્યા મેળવવી.
૬ કામનીએ કણે કણે ધન સંચરવું.

## પાઠ ૪૯--પતિવ્રતાના ધર્મ.

૧ પડતીમાં ગભરાય નહીં.
૨ ચઢતીમાં ફુલાય નહીં,
૩ પુવડ કહેવરાવે નહીં.
૪ ખાધાગળો રાખે નહીં.
૫ ફાટલ લુગડું પહેરે નહીં.
૬ ખરાબ ભાષણ કરે નહીં.
૭ નીચની સોબત કરે નહીં.
૮ વગર કામે પારકે ઘેર જાય નહીં,
૯ પારકી નિંદા કરે નહીં.

## પાઠ ૫૦-સ્ત્રીએ કેવા થવું ?

૧ સ્ત્રીએ મીઠી વાણીવાળા થવું.
૨ સ્ત્રીએ ઇર્ષ્યાવગરના થવું.
૩ સ્ત્રીએ મીઠા સ્વભાવવાળા થવું.
૪ સ્ત્રીએ હોંશીલા થવું.
૫ સ્ત્રીએ ખંતીલા થવું.
૬ સ્ત્રીએ ઉદ્યમવંત થવું.
૭ સ્ત્રીએ શરમાળ થવું.
૮ સ્ત્રીએ લજ્જાવંત થવું.

### પાઠ ૫૧—પતિવ્રતાનો ધર્મ, ભાગ ૧ લો.

૧ પતિના સુખે સુખ માનવું.
૨ પતિના દુઃખે દુઃખ માનવું.
૩ પતિના વશ રહેવું.
૪ પતિની ભક્તિ કરવી.
૫ પતિને રાજી રાખવા.
૬ પતિના ઉપર પ્રીતિ રાખવી.
૭ પતિનાં વચન માનવાં.
૮ પતિની સેવા ચાકરી કરવી.

### પાઠ ૫૨—પતિવ્રતાનો ધર્મ, ભાગ ૨ જો.

૧ પતિના સામું બોલવું નહીં.
૨ પતિને સાચા પ્રભુ માનવા.
૩ પતિની પાસે હઠીલા થવું નહીં.
૪ પતિ ઉપર વિશ્વાસ રાખવો.
૫ પતિની બીક રાખવી.
૬ પતિથી કોઇ વાત છાની રાખવી નહીં.
૭ પતિથી છાના પૈસા રાખવા નહીં.

### પાઠ ૫૩—પતિવ્રતાનો ધર્મ, ભાગ ૩ જો.

૧ પતિના સર્વ હુકમના તાબે થવું
૨ પતિની પાસે પોતાની ભુલ કબુલ કરવી.
૩ પતિની ખામી બતાવી મોટાઈ કરવી નહીં.
૪ પતિથી સમજુ હોવાનો ડોળ કરવો નહીં.
૫ પતિથી ઉતરતી પંક્તીમાં છો તેમ જાણવું.
૬ પતિની ખામી કોઇને કહેવી નહીં.
૭ પતિ ને પાડોશી સાથે ટંટો કરવો નહીં.
૮ પોતાના રૂપનાં વખાણ કરવાં નહીં.

### પાઠ ૫૪—વાત.

૧ કોઇની છાની વાત બીજાને કહેવી નહીં.
૨ ઘરની વાત કોઇને કહેવી નહીં.
૩ કોઇની આઘીપાછી વાત કરવી નહીં.
૪ રસ્તામાં ચાલતાં કોઇ પુરૂષ સાથે વાત કરવી નહીં.
૫ રસ્તામાં કોઇ પુરૂષ સાથે ઉભા રહી વાત કરવી નહીં.
૬ ડાહપણની વાત કરવી.
૭ સારી ને મીઠી વાત કરવી.
૮ શીખામણની વાત કરવી.
૯ કોઇના રહસ્યની વાત કરવી નહીં.

### પાઠ ૫૫—સારો સ્વભાવ, ભાગ ૧ લો.

૧ નમ્ર સ્વભાવ રાખવો.
૨ ઠંડો સ્વભાવ રાખવો.
૩ પ્રકૃતિ શાંત રાખવી.
૪ મોટી નજર રાખવી.
૫ ઉંચી નજર રાખવી.
૬ માયાળુ સ્વભાવ રાખવો.
૭ સર્વ સાથે મિઠાશ રાખવી.
૮ ઝેર વેર મનમાં ન રાખવું.
૯ સર્વ ઉપર માયા રાખવી.
૧૦ ઈર્ષાવાળો સ્વભાવ ન રાખવો.

### પાઠ ૫૬—સારો સ્વભાવ, ભાગ ૨ જો.

૧ સર્વ સાથે ભલાઇ રાખવી.
૪ મોટાનું માન રાખવું.

૨ સર્વનું વાજબી કથન માનવું. ૫ મોટાની શરમ રાખવી.
૩ સર્વને નમીને ચાલવું. ૬ મમત્વ રાખવું નહીં.

### પાઠ ૫૭-કેવી ભાષા બોલવી ?

૧ કડવી ભાષા બોલવી નહીં. ૫ તોછડાઇથી બોલાવવું નહીં.
૨ બીજાને દુઃખકારી ભાષા બોલવી નહીં. ૬ મનમાં કડવાશ રાખી બોલવું નહીં.
૩ હલકું વેણ બોલવું નહીં. ૭ માયાગાળુ બોલવું નહીં.
૪ તોછડાઇથી બોલવું નહીં.

### પાઠ ૫૮—વધાર્યું વધે ને ઘટાડયું ઘટે.

૧ આહાર વધાર્યો વધે ને ઘટાડયો ઘટે. ૪ ઉદ્યોગ વધાર્યો વધે ને ઘટાડયો ઘટે.
૨ નિંદ્રા વધારી વધે ને ઘટાડી ઘટે. ૫ કામ વધાર્યો વધે ને ઘટાડયો ઘટે.
૩ આળસ વધારી વધે ને ઘટાડી ઘટે. ૬ કજીઓ વધાર્યો વધે ને ઘટાડયો ઘટે.

### પાઠ ૫૯—ભય.

૧ ભોગથી રોગનો ભય. ૪ રૂપને લાંછનનો ભય.
૨ કુળમાં કપુતનો ભય. ૫ કાયાને મોતનો ભય.
૩ દ્રવ્યથી ચોરનો ભય. ૬ સતીને પલીતનો ભય.

### પાઠ ૬૦—દુઃખ.

૧ અભિમાને દુઃખ ઉપજે તે દુઃખ. ૫ સ્વછંદી સ્ત્રી તે સદા દુઃખ.
૨ અભિમાને જશ જાય તે દુઃખ. ૬ અભણ નારીને પૂર્ણ દુઃખ.
૩ દંપતીને અણબનાવ તે દુઃખ. ૭ કુકર્મ કરનારી નારીને દુઃખ.
૪ કુભાર્યાને પતિનું દુઃખ.

### પાઠ ૬૧—પરપુરૂષ.

૧ પરપુરૂષને પથ્થર સમાન ગણવો. ૩ પરપુરૂષનાં વખાણ કરવા નહીં.
૨ પરપુરૂષ સામે જોવું નહીં. ૪ પરપુરૂષને પોતાના પતિથી તુચ્છ કરવો.

### પાઠ૬૨—શત્રુ કોણ ?

૧ વ્યભિચારિણીને પતિ શત્રુ. ૩ મૂર્ખિણીને હિત વચન કહેનારો શત્રુ.
૨ લોભણીને માગણ શત્રુ. ૪ આળસુને કામ બતાવનારો શત્રુ.

### પાઠ ૬૩-નીચ કોણ ?

૧ શિખામણ ન સાંભળે તે નીચ. ૪ ધન આપે મન આપે તે નીચ.
૨ લાજ શરમ ન રાખે તે નીચ. ૫ નિર્ધન પતિ ઉપર અભાવ રાખે તે નીચ.
૩ નીચની સોબત કરે તે નીચ. ૬ પૈસાની સગી થાય તે નીચમાં નીચ.

### પાઠ ૬૪-કેવી સ્ત્રી મૂર્ખિણી ?

૧ કારણ વિના ગુસ્સો કરનારી મૂર્ખિણી. ૬ વાદવિવાદ કરનારી મૂર્ખિણી.
૨ અજાણ્યા ઉપર વિશ્વાસ કરનારી મૂર્ખિણી. ૭ હિત વચન ન સાંભળનારી મૂર્ખિણી.

૩ વગર બોલાવ્યે બોલનારી મૂર્ખિણી. ૮ વખત વિનાનું બોલનારી મૂર્ખિણી.
૪ પારકી કુથલી કરનારી મૂર્ખિણી. ૯ પારકી નિંદા કરનારી મૂર્ખિણી.
૫ ન કરવાનું કૃત્ય કરનારી મૂર્ખિણી.

## પાઠ ૬૫—ખોટાં નામને લાયક.

૧ કુકર્મ પ્યારૂં લાગે તે કુભાર્યા. ૫ દામ પ્યારા લાગે તે દાસી.
૨ સત્સંગ અપ્રિય લાગે તે શંખણી. ૬ ચોરી પ્યારી લાગે તે ચંડાળણી.
૩ પરપુરૂષ પ્યારો લાગે તે પાપિણી. ૭ મોઝમજા પ્યારી લાગે તે મૂર્ખિણી.
૪ કજીઓ પ્યારો લાગે તે કર્કશા.

## પાઠ ૬૬-નાદાન સ્ત્રીથી દુર રહેવું.

૧ નાદાન સ્ત્રીથી દુર રહેવું. ૪ નાદાન સ્ત્રીના સંગથી લાજને જોખમ.
૨ નાદાન સ્ત્રીની સખી થવું નહીં. ૫ નાદાન સ્ત્રીના સંગથી જીવનને જોખમ.
૩ નાદાન સ્ત્રીની સંગત કરવી નહીં.

## પાઠ ૬૭-સ્ત્રી બગડે કયારે ?

૧ અતિ લાડ કરે લાડી બગડે. ૫ પત ન રાખે તો પદમણી બગડે.
૨ માંઘી કરે માનની બગડે. ૬ માયા રાખે તો મહિલા બગડે.
૩ કામ ન કરે તો કામની બગડે. ૭ કુભારજાથી કંથ બગડે.
૪ ભાન ન રાખે તો ભામની બગડે. ૮ કપુત છોકરાથી કુળ બગડે.

## પાઠ ૬૮—ચિંતા.

૧ ઉદ્વેગ રાખવો નહીં. ૫ વહેમ રાખવો નહીં.
૨ ચિંતા રાખવી નહીં. ૬ ભય રાખવો નહીં.
૩ અફસોસ કરવો નહીં, ૭ ભૂતના ભયથી ભડકવું નહીં.
૪ દીલગિરી કરવી નહીં.

## પાઠ ૬૯—ચોરી.

૧ ચોરી કરવી તે પાપનું મૂળ છે. ૩ પરાઇ વસ્તુ હાથમાં લેવી નહીં.
૨ ધણીની ચોરી એ હરામી છે. ૪ કોઈની ચાડી કરવી નહીં,

## પાઠ ૭૦—લોભ.

૧ લોભ પાપનું મુળ છે. ૬ લોભે મોભો જાય છે.
૨ લોભે આબરૂ જાય છે. ૭ લોભે સંતોષ જાય છે.
૩ લોભે પ્રિતિ જાય છે. ૮ લોભે ક્રોધ થાય છે.
૪ લોભે વહેવાર જાય છે. ૯ લોભે અનર્થ થાય છે.
૫ લોભે લક્ષણ જાય છે. ૧૦ અનર્થથી નિચ ગતિ થાયછે.

## પાઠ ૭૧-કપટ.

૧ કપટ પાપનું મૂળ છે. ૩ વિશ્વાસઘાત કરવો નહીં.
૨ છળ દગો કરવો નહીં. ૪ કોઇને છેતરવું નહીં.

## પાઠ ૭૨—ક્રોધ.

૧ ક્રોધ જાજ્વલ્યમાન ખડગ છે.
૨ ક્રોધ આત્માની ઘાત કરનાર છે.
૩ ક્રોધ ધનનું હરણ કરનાર છે.
૪ ક્રોધ સ્નેહીનો વિરોધ કરાવનાર છે.
૫ ક્રોધ પાપનું મૂળ છે.
૬ ક્રોધ કરવો નહીં.
૭ રીસ કરવી નહીં.
૮ રીસ રાખવી નહીં.
૯ કોઇ ઉપર તપવું નહીં.

## પાઠ ૭૩—પાપ.

૧ અનીતિ કરે તે પાપ.
૨ અધર્મ કરે તે પાપ.
૩ અસત્ય બોલે તે પાપ.
૪ વ્યભિચાર કરે તે પાપ.
૫ હિંસા કરે તે પાપ.
૬ અણ આપ્યું લે તે પાપ.

## પાઠ ૭૪—સ્ત્રીને શિખામણ.

૧ રસ્તે ચાલતાં કાંઈ ખાવું નહીં.
૨ અધિક અહાર જમવો નહીં.
૩ લાંબી વાટે એકલા જવું નહીં.
૪ દેવ દર્શન એકલા જવું નહીં.
૫ રાત્રે ઉજાગરો કરવો નહીં.
૬ પુરૂષના આસને બેસવું નહીં.

## પાઠ ૭૫—શા થકી શું થતું નથી ?

| | | |
|---|---|---|
| ૧ પરમાત્મ સ્મરણ કરનારી | ને, | પાપ પ્રાપ્ત થતું નથી. |
| ૨ મૌનવ્રત ધારણ કરનારી | ને, | કલેશ પ્રાપ્ત થતો નથી. |
| ૩ સત્ય બોલનારી | ને, | ભય પ્રાપ્ત થતો નથી. |
| ૪ ઉદ્યોગ કરનારી | ને, | દરિદ્રતા પ્રાપ્ત થતી નથી. |
| ૫ ઉદ્યમ કરનારી | ને, | એદીપણું પ્રાપ્ત થતું નથી. |

## પાઠ ૭૬—'જે' ને 'તે'ની કેહેવત, ભાગ ૧ લો.

| | | |
|---|---|---|
| ૧ જે રાખે સત્ય, | તેની | પ્રભુ રાખશે પત્ય. |
| ૨ જે આપશે હાથે, | તે | આવશે સાથે. |
| ૩ જે ઝાઝું રાખે ઝેર, | તે | વિશેષ ચાખે વેર. |
| ૪ જે કરે મોઢે મીઠી વાત, | તે | કરે મનમાં મોટી ઘાત. |
| ૫ જે વાત હોઠ બ્હાર, | તે | વાત કોટ બ્હાર. |
| ૬ જે વાત પેટમાં, | તે | વાત પેટીમાં. |
| ૭ જે ભાન વિનાની ઘેલી, | તે | છતા સાબુએ મેલી. |
| ૮ જે વણ બોલાવી બોલે, | તે | તણખલાને તોલે. |

## પાઠ ૭૭ 'જે' ને 'તે'ની કહેવત, ભાગ ૨ જો.

| | | |
|---|---|---|
| ૧ જેની જીભ ઝેરી, | તેની | દુનીઆ વેરી. |
| ૨ જેનો પ્રભુ પાધરો, | તેનો | વેરી આંધળો. |
| ૩ જેનો સ્વભાવ બુરો, | તેનો | થાય ચુરો. |

| | | |
|---|---|---|
| ૪ જેની સ્વચ્છતા, | તેની | આરોગ્યતા. |
| ૫ જેની નરમાશ વધારે, | તેનો | દરજ્જો વધારે |
| ૬ જેણે ખોઇ તક, | તેણે | ખોઇ મીલકત. |
| ૭ જેનો દિવસ પાધરો. | તેનો | દુશ્મન આંધળો. |
| ૮ જેના રીઝયા શ્યામ, | તેના | સીઝયાં કામ. |
| ૯ જેના રૂઠયા શ્યામ, | તેના | ઉઠયા રામ. |
| ૧૦ જેનો ધણી બગડયો, | તેનો | ભવ બગડયો. |

## પાઠ ૭૮—'નહીં' શબ્દની કહેવત.

| | | |
|---|---|---|
| ૧ ભુખ વિના ખાવું નહીં, | ને | કામ વિના રહેવું નહીં. |
| ૨ મૂર્ખિણીને આવડત નહીં, | ને | ભેંસ પાસે ભાગવત નહીં. |
| ૩ સતી સ્ત્રીને ગર્વ નહીં, | ને | વેસ્યા સ્ત્રીને મર્મ નહીં. |
| ૪ ગરજવાનને અક્કલ નહીં, | ને | દરદવાનને શીકલ નહીં. |
| ૫ પ્રિતિ ત્યાં પડદો નહીં, | ને | પડદો ત્યાં પ્રિતિ નહીં. |
| ૬ અનુભવ વિના અકલ નહીં, | ને | પરીશ્રમ વિના પૈસો નહીં. |
| ૭ આળસ સમાન શત્રુ નહીં, | ને | ઉદ્યોગ સમાન બંધુ નહીં. |
| ૮ કષ્ટ વિના કીર્તિ નહીં, | ને | શીયલ વિના મુક્તિ નહીં. |
| ૯ ચડતીમાં ફુલાવું નહીં, | ને | પડતીમાં ગભરાવું નહીં. |

## પાઠ ૭૯—છુટક કહેવતો, ભાગ ૧ લો.

| | | |
|---|---|---|
| ૧ જેવું કરશો તેવું ભરશો. | ને | વાવશો તેવું લણશો. |
| ૨ શેરી જોઇને ચાલીએ, | ને | કંઠ જોઇને મ્હાલીએ. |
| ૩ કંકાસણીને કજીઓ વ્હાલો, | ને | પદ્મણીને હાર વ્હાલો. |
| ૪ પુત્રનાં લક્ષણ પારણામાં, | ને | વહુનાં લક્ષણ બારણામાં. |
| ૫ ચાર મળે ચોટલા, | ને | કોકના વાળે ઓટલા! |
| ૬ સ્ત્રી શોભે સાસરે, | ને | પુરૂષ શોભે પાદરે. |
| ૭ મળે ચો રંડા, | ને | તોડે બ્રમંડા! |
| ૮ પારકું પેખણું, | ને | જગને દેખણું. |
| ૯ પુરૂષનું રૂપ સત્યતાપણે, | ને | સ્ત્રીનું રૂપ પતિવ્રતાપણે. |

## પાઠ ૮૦—છુટક કહેવતો, ભાગ ૨ જો.

| | | |
|---|---|---|
| ૧ જર જમીન ને જોરૂ | એ | ત્રણ કજીઆનાં છોરૂ. |
| ૨ ગરથ ગાંઠે, | ને | વિદ્યા પાઠે. |
| ૩ પુરૂષ બુદ્ધિ પાઘડીએ, | ને | સ્ત્રીની બુદ્ધિ પાવડીએ. |
| ૪ ઝાઝા વેપારે દેવાળું, | ને | ઝાઝી ભક્તિએ છીનાળું. |

| | | |
|---|---|---|
| ૫ પળે પળે વિદ્યા સંચરવી, | ને | કણે કણે ધન સંચરવું. |
| ૬ ગરિબની દોલત વિદ્યા | ને | શ્રીમંતની શોભા વિદ્યા. |
| ૭ ખાઇએ હોજરીને ગમતું, | ને | પહેરીએ પતિને ગમતું. |
| ૮ વિદ્યા વિચારવાળાને પાંખ, | ને | અજાણ્યાને વિદ્યા આંખ. |
| ૯ પારકાનું જાણવું મુળ, | ને | ઘરનું જાણવું કુળ. |
| ૧૦ મન જાણે પાપ, | ને | મા જાણે બાપ. |

## પાઠ ૮૧—છુટક કહેવતો, ભાગ ત્રીજો.

| | | |
|---|---|---|
| ૧ દુઃખમાં હિંમત રાખવી, | ને | સુખમાં ક્ષમા રાખવી. |
| ૨ મા જુવે આવતો, | ને | સ્ત્રી જુએ લાવતો. |
| ૩ ધંધા વિનાની નાર, | તે | ગધેડીની હાર. |
| ૪ ધંધો કરનારીને ધાન મળે, | ને | વિદ્યા ભણનારીને માન મળે. |
| ૫ પારકી આશા, | તે | સદા નિરાશા. |
| ૬ શાણી ને શાન, | ને | રાણીને માન. |
| ૭ સમજુ ને સૂચના, | ને | મુર્ખિણીને ટોકણી. |
| ૮ મોર પીંછે રળિઆમણો, | ને | પુરૂષ સ્ત્રીએ રળિઆમણો. |
| ૯ મીઠા સ્વભાવે માથુ મળે, | ને | કડવા સ્વભાવે કુવાડો મળે. |

## પાઠ ૮૨—છુટક કહેવતો, ભાગ ચોથો.

| | | |
|---|---|---|
| ૧ ખોદીએ ખાડા, | તે | આવે આડા. |
| ૨ ઝાઝા દાંત રોયાના, | ને | ઝાઝા હેત ખોયાના. |
| ૩ દેખાડીએ માયાલક્ષ્મી પણ, | ન | દેખાડીએ કાયા. |
| ૪ સાચીને રાચે રામ, | ને | જુઠીને કપાળે ડામ. |
| ૫ સોનું જોવું કસીને, | ને | માણસ જોવું વસીને. |
| ૬ કર્મ પ્રમાણે મતિ, | ને | વૃત્તિ પ્રમાણે ગતિ. |
| ૭ હાથ પોલો, | ને | જગ ગોલો. |
| ૮ ઠામ તેવી ઠીંકરી, | ને | મા તેવી દીકરી. |
| ૯ જીભલડી કરે આળ, | ને | માર ખાય કપાળ. |
| ૧૦ દીકરી ને ગાય, | ને | દોરે ત્યાં જાય. |

## પાઠ ૮૩—છુટક કહેવતો, ભાગ ૫ મો.

૧ કંચન કરતાં કીર્ત્તિ સારી.

૨ બેરોજગારી બૈરી કરતાં અક્કલ વિનાની ઉદ્યોગણ સારી.

૩ જીભમાં અમ્રત, જીભમાં વેર.

૪ મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જજો.

૫ મારે તેની તરવાર ને ભણે તેની વિદ્યા.

૬ ઉતાવળી સો બાવરી, ધીરી સો ગંભીર.

૭ વહુ પહોળાં ને શેરી સાંકડી.

૮ પીયરની પાલખી કરતાં સાસરાની શુળી સારી.

## પાઠ ૮૪—છુટક કહેવતો, ભાગ ૬ ઠો.

૧ સખાવતને સખીઓ ઘણી.
૨ કરે તે ભરે ને વાવે તે લણે.
૩ ઉપરકી ટાપટીપ, ભીતર રામજી જાણે.
૪ માબાપનાં લક્ષણો, છોકરામાં વર્તાય.
૫ કરે તેવું પામે ને ચાલે તેવું માણે.

आ पाठ चोराशी भणे, तेना चोराशीना फेरा टळे.

# બ્હેનો તમારે સુખી થવું છે?

## તો વાંચો નીચેનાં અમૂલ્ય પુસ્તકો.

### ૧ સતી દમયંતી અને તેની વાતમાંથી લેવાની શિખામણો.

એ પુસ્તકમાં સતી દમયંતીની વાર્તા ઘણોજ ઉપદેશ મળે એવી ઢબથી લખાયલી છે. અને દુઃખ વખતે ધીરજ કેવી રીતે રહી શકે એ બાબતનો ઉપદેશ બહુ સારો આપેલો છે. વળી સ્ત્રીઓની બુદ્ધિ ખીલવા પામે, નીતિ સુધરવા પામે, વાંચન--લેખન શક્તિ સુધરવા પામે એવા સવાલો તેમાં આપ્યા છે.

દમયંતીનું સુંદર ચિત્ર પણ તેમાં આપેલું છે. આ પુસ્તક સરકારી તેમજ ગાયકવાડી કેળવણી ખાતાએ ઈનામ લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે. સ્વર્ગસ્થ સાક્ષર રા. ગોવર્ધનરામ ત્રિપાઠીએ એ પુસ્તક માટે ઉંચો મત આપ્યો છે. મૂલ્ય ૦—૬—૦

☛ કોઈ ગૃહસ્થ, સ્ત્રીઓમાં આ પુસ્તકની લ્હાણી કરવા માટે સામટી ૫૦૦ પ્રતો લેવા ઇચ્છશે તો તેમને માટે ખાસ આવૃત્તિ ઓછા મૂલ્યથી છાપીને આપવામાં આવશે. આવાં પુસ્તક કન્યાશાળાઓમાં અને પર્યુષણ જેવા પર્વ વખતે અપાસરામાં લ્હાણી કરવાથી નીતિનો અને કુટુંબ સુખનો ઘણો ફેલાવો થશે, અને ઘણું પુણ્ય બંધાશે ઇચ્છા. હોય તો નીચેને શિરનામે લખવું:—

વાડીલાલ મોતીલાલ શાહ.
અધિપતિ, 'જૈનસમાચાર', અમદાવાદ.

### (૨) સંસારમાં સુખ ક્યાં છે ?

પૈસો, નામના કે સાહ્યબીમાં સુખ શોધનારને નિરાશ થવું પડે છે એ વખતે ખરૂં સુખ શોધવાની તેને ઇચ્છા થાય છે. એવી ઇચ્છા જો તમને થતી હોય તો આ પુસ્તક ૦—૬—૦ કિમતથી મગાવી વાંચો. આજ સુધીમાં એ પુસ્તકની ૨૫,૦૦૦ પ્રતો ખપી ગઇ છે. આનંદનો સાગર છે, જ્ઞાનનો સમુદ્ર છે, શાન્તિનું સરોવર છે. એ પુસ્તક કાળજી-પૂર્વક વાંચનારનો આખો જન્મારો સુધરી જાય છે.

મળવાનું ઠેકાણું:-'જૈનસમાચાર' ઓફિસ, દાણાપીઠ—અમદાવાદ.

# વિજ્ઞપ્તિ.

'નારી દર્પણમાં નીતિ વાકય, ભાગ ૨ જો' થોડા માસમાં છપાવી બ્હાર પાડવા વિચાર છે. તે બીજા ભાગમાં નીચે લખેલા વિષયોનો સમાવેશ કરવા ઇચ્છા છે.

૧ સૌભાગ્યવંતી.
૨ શીયલવંતી.
૩ લજ્જાવંતી.
૪ સત્યવંતી.
૫ વિનયવંતી.
૬ પ્રેમવંતી.
૭ ધીરજવંતી.
૮ ક્ષમાવંતી.
૯ કુળવંતી.
૧૦ ગુણવંતી.
૧૧ કળાવંતી.
૧૨ ન્યાયવંતી.
૧૩ પુત્રવંતી.
૧૪ માનવંતી.
૧૫ કામવંતી.
૧૬ બુદ્ધિવાળી.
૧૭ ડહાપણવાળી.
૧૮ જ્ઞાનવાળી.
૧૯ વિદ્યાવાળી.
૨૦ વિચારવાળી.
૨૧ હેતવાળી.
૨૨ કૃપાવાળી.
૨૩ સંપત્તિવાળી.
૨૪ રક્ષણવાળી.
૨૫ સંતોષવાળી.
૨૬ નીતિવાળી.
૨૭ સરલતાવાળી.
૨૮ સુકૃત્યવાળી.
૨૯ પરાક્રમવાળી.
૩૦ સંપવાળી.
૩૧ સદાચારવાળી;
૩૨ સુઘડતાવાળી.
૩૩ સ્વચ્છતાવાળી.
૩૪ આજ્ઞાવાળી.
૩૫ મીઠાશવાળી.
૩૬ સાનવાળી.
૩૭ ભાનવાળી.
૩૮ દાનવાળી.
૩૯ ધ્યાનવાળી.
૪૦ શર્મવાળી.
૪૧ ઉદારવૃત્તિવાળી.
૪૨ શાન્ત સ્વભાવવાળી.
૪૩ શુદ્ધ મનવાળી.
૪૪ પરોપકારવાળી.
૪૫ અનુકંપાવાળી.

ઉપર લખેલા વિષયોના સંબંધમાં કાંઇ સલાહ, કાંઇ વચનામૃત કે કાંઇ કહેવતો કોઇ પરોપકારી વિદ્વાનો કે બ્હેનો લખી મોકલશે તો ઉપકાર સાથે સ્વીકારી બીજા ભાગમાં દાખલ કરવામાં આવશે.

રંભા.

# જાહેર ખબર.

જેવી રીતે એક સ્ત્રી પોતાની જાતને પુરૂષ પ્રત્યે વફાદાર રહેવાને આટલી સખ્ત ભલામણ કરવા બહાર પડે છે, તેવીજ રીતે કોઈ પુરૂષે પણ પોતાના વર્ગને સ્ત્રીવર્ગ પ્રત્યે વફાદાર રહેવાની ભલામણ કરવા બહાર પડવાની ઘણી જરૂર છે. સ્ત્રીઓ પાસેથી હદ ઉપરાંતની તાબેદારી–ગુલામી ઇચ્છવી, " પતિ તો પરમેશ્વરથી પણ મ્હોટો " એવું ત્હેમને ગોખાવવું અને પતિએ પોતે તો ભટકતા, ઉછાંછળા, નિર્દય કે પત્નિનું માન સાચવવા અને બુદ્ધિ ખીલવવામાં ગેરકાળજીવાળા થવું, એ ' પરમેશ્વર ' ના હોદ્દાથી ' પરમાધામી ' ના હોદ્દામાં ઉતરી પડવા સરખું છે.

માટે " પત્ની પ્રત્યે પતિના ધર્મ " એ વિષય ઉપર આવડું જ નાનું પૅમ્ફ્લેટ રચવા પ્રમાણિક પતિઓ પ્રત્યે પ્રાર્થના છે. એવો કોઇ લેખ નીચે સહી કરનારને લખી મોકલવામાં આવશે અને તે ત્હેને પસંદ પડશે તો પોતાના ખર્ચે ૨૦૦૦ પ્રતો વિનામૂલ્ય ફેલાવવા તે ખુશી છે.

વાડીલાલ મોતીલાલ શાહ.

અધિપતિ, ' જૈનસમાચાર '

અમદાવાદ.